# प्रित विरह बेताळीशी.

(એટલે)

સિંધ હૈદ્રાબાદના માજી ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર

रावसाहेब दीवान [redacted]सना

સ્વર્ગવાસથી થયેલું દુઃખ.

બનાવનાર

મી૦ ઉમેદઅલી કરીમમોહમદ મુનશી.

પ્રસિદ્ધ કરનાર

મી૦ ચતુરભજ ત્રિભદાસ.

અમદાવાદમાં.

યુનાઈટેડ પ્રીન્ટીંગ અને જનરલ એજન્સી

કંપની "લિમિટેડ" ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સને ૧૮૮૫——સંવત ૧૯૪૧.

કિંમત નવ પાઈ.

૨૩૩૫

# પ્રસ્તનાવા.

રાવસાહેબ દીવાન પ્રિભદાસ તારીખ ૪ સપટેમ્બર સન ૧૮૮૪ ને રોજ દેવલોક થયા. આ વાત જ્યારે થરપારકર જીલ્લાની નિશાળોના મહેતાજીઓએ તથા મિત્રોએ સાંભળી ત્યારે તેઓમાં દુઃખનો પોકાર ઉઠી રહ્યો હતો. ખરૂં કહીએતો થરપારકર જીલ્લામાં કેળવણીનો પાયા આ સાહેબેજ નાંખ્યો અને લોકોને ઉપદેશ કરી તેમને હાલની સ્થિતિમાં આણ્યા. હવેપછી જો નિશાળો વધતી જાય અને લોકોની વિદ્યા ઉપર પ્રીતિ વધે તો તે સઘળાનું માન આ સાહેબનેજ છે. આ સાહેબનું ભાષણ ઘણું મીઠું અને પ્રેમ ઉપજાવે એવું હતું. મારા ઓળખાણ આ સાહેબ સાથે ફક્ત થોડાજ માસની હતી પણ હું તેમના પ્રેમથી બંધાઈ ગયો હતો. આ સાહેબની યાદગીરી કાયમ રાખવાને તેમના મિત્રો તથા મહેતાજીઓ ઘટતો ઉપાય લેશે એવી ઉમેદ છે. આવો સ્વદેશ સુભેચ્છક મિત્ર જવાથી કેટલી દિલગીરી થઈ તે જણાવવાને આ નિચેનું લખાણ કરેલું છે તે દોષ વગર"નહીં હોય માટે તેમાં ચૂક હોય તે ક્ષમા કરી સુધારી વાંચશો એવા વિદ્વાનોને મારી વિનતી છે.

———

२३३५

# પ્રિત્ર વિરહ બેતાળીશી.

## સોરઠા.

મિત્રો મળે અનેક, મ્હો મીઠા કપટી ઘણા;
પરગજુ મિત્રજ એક, ભિખદાસ સઉ જાણતા. ૧
દુઃખ ઘણેરૂં થાય, મળવા તુજ આશા મટી;
ભીતરતો ભેદાય, નાંખે સઉ નિસ્વાશરે. ૨

## કવિત મનહર.

ધાઈ ધાઈ જતા તારી, પાસે તારી ભેટ લેવા,
ભાવથીરે ભેટ લેતો, ભલીતું ભાઈ ભાઈ;
સાહી સાહી બાંહ્યો તારી, જોતા પ્રેમે મોઢા સામું,
હેત તો હમેશ દીઠું, ભાળી ભલી ભલાઈ;
કમાઈ×કમાઇ કરી, બારે માસે હેત ભરી,
શાબ્બારીની આશ હવે, કોની પાસે રાખીયે;
મભૂ પ્યારા ભિખદાસ, કરી સ્વર્ગવાસ તેતો,

× એટલે મહેતાજીઓ બાર માસ મહેનત કરતા પછી શાબાશીની ઉમેદ રાખતા.

દાસને ઉદાસ કીધા, નિસવાશ નાંખીયે.
સંભારી સંભારી તને, આંખો લાલ કીધી સોએ,
વિસારૂં વિસારૂં કરૂં, શીકલ ન વીસરે;
વખાણી વખાણી હેત, આણી તારાં વેણ વા'લા,
યાદ ઉરે આવે ત્યારે, *ઢંઢકાર નીસરે;
દગો દઈ દુર દેશ. જાવા તુંતો પંથે પડયો,
ક્રોધ દીધા દીલ વિશે, કોને જઈ દાખીયે;
પ્રભૂ પ્યારા પ્રિભદાસ, કરી સ્વર્ગવાસ તેંતો,
દાસને ઉદાસ કીધા, નિસવાસ નાંખીયે. ૪
અરે યાર એક વાર, આવીજા અમારી પાસે,
રોષ આતે કેવો ભાઈ, કસુર અમારી *કે';
વીસરે ન વેણ તારાં, નેહ ભર્યાં નેણ પ્યારા,
દિન રેન આંસુ ધારા, રેડે તુજ પ્રીત જો;
ચંદ્ર ને ચકોર ચા'ય ચંદ્ર દુર દુર જાય,
પ્યારો થાય દૂર, થઈ દુર કેમ સાંખીયે;
પ્રભૂ પ્યારા પ્રિભદાસ, કરી સ્વર્ગ વાસ તેંતો,

*ઢંઢકાર=દુઃખના પોકાર. * કહે.

દાસને ઉદાસ કીધા, નિસવાશ નાંખીએ. ૫

કાગડા જો સંદેસો તું, લઈ જાય સૂબા પાસે,
સાંચ તારી સોનાથી, મઢાવું નકી જાણજે;
કહે તેને સમજાવી, આવી જા તું એકવાર,
ન તો અંત્રીયાળ સઉ, રઝળયા પ્રમાણ જે;
વચન વદી તું ગયો, ×રહીશ વરસ ચાર
એકદમ જૂઠું એમ, ભુંડા કેમ ભાંખીયે;
પ્રભુ પ્યારા પ્રિભદાસ, કરી સ્વર્ગવાસ તેંતો,
દાસને ઉદાસ કીધા, નિસવાશ નાંખીયે. ૬

નાના નિરાશ્રિતો તારા, નોકરોને સંભાળતો,
ભોળા મનથી ગરીબ, જનોને તું પાળતો;
આપી યોગ્ય આરામ તું, કષ્ટ કાપી નિત્ય નિત્ય,
હવે બન્યો ક્રૂર, કેમ બચ્ચાને બાળતો !
ભલા ભગવાન નામે, થાતું સમદૃષ્ટ ભાઇ,
કાગડા કે' જઇ તારો, ગુણ નહીં રાખીયે;

× ગયા વરસે પરિક્ષા વખત કહ્યું જે હું ચાર વરસ હજી રહીશ.

પ્રભૂ પ્યારા પ્રિભદાસ, કરી સ્વર્ગ વાસ તેંતો,
દાસને ઉદાસ કીધા, નિસવાશ નાંખીયે. ૭

ઉમેદલી ભલી તારી; ભાવના સંભારે બેઠો,
પ્રેમે બાંધ્યો છુટે નહીં, જોર કરે કેટલું ?
કહ્યું ન તેં કેમ જે "હું નહીં મળુ હવે તને",
કાળજે કપટ વીર, રાખ્યું કેમ એટલું ?
અમે ભોળા કપટ ન, તારૂં ભાઈ પીછી લીધું,
જાણીઓ વિચાર તારો, મે'તાજી ×બુલાખીયે;
પ્રભૂ પ્યારા પ્રિભદાસ, કરી સ્વર્ગવાસ તેંતો,
દાસને ઉદાસ કીધા, નિસવાશ નાંખીયે. ૮

સોરઠો.

થા મે'તા તૈયાર, નવું વરષ આ આવિયું;
ઇમતહાન લેનાર, તે શાણો સુઓ નથી. ૯

---

× મહેતાજી બુલાખીદાસ આગળથી સમઝ્યા તેથી પેનશન લઈ ગયા.

# એક મહેતાજીની દિલગીરી.

## રાગ મારૂ.

મેહેર કરી મારે ગામ, શાણા સુંમા આવોને સાહેબજી;
કેમ ભૂલ્યાછો અમને આમ, શાણા સુંમા આવોને સા० ૧०
તમને સંભારે સૌજન, શાણા સુંમા આવોને સા०
પાકું કરીયે ન એવું મન, શાણા સુંમા આવોને સા० ૧૧
આવી જુઓને મારી નિશાળ, શાણા સુંમાં આવોને સા०
તમને યાદ કરેછે બાળ, શાણાસુંમા આવોને સા० ૧૨
કરો માફ હોય મારી ચૂક, શાણા સુંમા આવોને સા०
આવો મારે ગામ અમૂક, શાણા સુંમા આવોને સા० ૧૩
તમને દેખાડું મારૂં કામ, શાણા સુંમા આવોને સા०
આવી કરો એક દીન વિશ્રામ, શાણા સુંમા આવોને સા० ૧૪
આપુ સઘળો હવાલો આજ, શાણા સુંમા આવોને સા०
કેમ મૂકયું રૂડું આવું રાજ, શાણા સુંમા આવોને સા० ૧૫
હતો તમ પર સગળો આધાર, શાણા સુંમા આવોને સા०
રૂવે સૌ કરિ તમને પોકાર, શાણા સુંમા આવોને સા० ૧૬

જશે દુઃખના દીવશ હવે કેમ, શાણા સુબા આવોને સા૦
મેલ્યા રઝળતા સર્વને એમ, શાણા સુબા આવોને સા૦ ૧૭
જતી વેળા તમે માહારાજ, શાણા સુબા આવોને સા૦
સોંપી ચાલ્યા કોને દઇ રાજ, શાણા સુબા આવોને સા૦ ૧૮
કરી શિપારશ અમારી કંઈ, શાણા સુબા આવોને સા૦
અમે યાદ આવ્યા કે નહિ, શાણા સુબા આવોને સા૦ ૧૯
વહાલપણુ ન વિસરે ઘડી એક, શાણા સુબા આવોને સા૦
થયા દયા હીન કેમ છેક, શાણા સુબા આવોને સા૦ ૨૦
ઉમેદઅલી કહે ભગવાન, શાણા સુબા આવોને સા૦
પામો સ્વર્ગ સુખ દીવાન, શાણા સુબા આવોને સા૦ ૨૧

સોરઠો.

ચારતરફ પોકાર, ત્રાહેની તાળી પડે;
શાણો આ સરદાર, મિભદાસ ક્યાં પરવર્યો. ૨૨

ભુજંગી છંદ.

ભલો ભાગ્યશાળી વડો કીર્તિ વાળો,
મહા નેક નામી કૃપાળુ દયાળો;
ગયો ક્યાં થયો કોપ કેવો અત્યારે,

સિધાવ્યો અરે રાવસાહેબ ક્યાંરે ! ૨૩

મરચો સાર માતા મિયાનો ઘણેરો,
મળયો થોક* નારી નરો બાળ કેરો;
અરે હાય હાયે હજારો પુકારે,
સિધાવ્યો અરે રાવસાહેબ ક્યાંરે ! ૨૪

મિઠા બોલ તારે ભલું નામ કીધું,
ઘણા સ્નેહથી સૌજને માન દીધું;
નહીં ઉપકારો કદીકો વિસારે,
સિધાવ્યો અરે રાવસાહેબ ક્યાંરે ! ૨૫

કહું સાંભળો સાહિબો રાખિ ધ્યાને,
કર્યા કામ નેકી તણાં આ દિવાને;
પુકારે જનો કીર્તિ હારે બજારે,
સિધાવ્યો અરે રાવસાહેબ ક્યાંરે ! ૨૬

પ્રભૂ પ્રેમથી સૌ તને હાથ જોડે,
*સુદીવાન ફાજે કરે અર્જ ×કોડે
વધારો પરીવાર લાખે હજારે,

* સમુદાય. × સારા * ખુશાયો.

સિધાવ્યો અરે રાવસાહેબ ક્યાંરે! ૨૭



## ગરબી.

(રે મલાવરાવ શેહેરનો સૂબો ક્યારે આવશેરે)

એ રાગ.

કોપ થયો આતો કારમોરે, આંચતો તૂટીઓ આભરે
દીવાનજી, ઉઠી અચાનક ન ચાલીયેરે,
દરીઆ વચે વાણ ડુબીઆંરે, બારવા કીધા ખરાબરે
દીવાનજી, ઉઠી અચાનક ન ચાલીયેરે. ૨૮
અન્ય નથી કાંઇ આશરોરે; સુજે નહીં દીશ એકરે
દીવાનજી, ઉઠી અચાનક ન ચાલીયેરે.
દાશી રૂવે ઘર ચોકમાંરે, નફરો રૂવે છે અનેકરે
દીવાનજી, ઉઠી અચાનક ન ચાલીયેરે. ૨૯
જ્યાં જઇએ ત્યાં તમે સાંભરોરે, ભાવે ન ખાનને પાનરે
દીવાનજી, ઉઠી અચાનક ન ચાલીયેરે.
બાગ બગીચાને બંગલારે, તમ વિના વરતી વેરાનરે

દીવાનજી, ઉડી અચાનક ન ચાલીયેરે. ૩૦
જે ચીજનો વીનાશજીરે, તે મળવાની ન આશરે
દીવાનજી. ઉડી અચાનક ન ચાલીયેરે;
તે માટે પ્રેમે પ્રભૂ ભજોરે, થાય મોક્ષ પામે સ્વર્ગ વાસરે;
દીવાનજી, ઉડી અચાનક ન ચાલીયેરે. ૩૧

દોહરો.

રત્ન રાંક ઘરમાં હતું, રહ્યુંજ વાર લગાર;
વળખાં મારો સોધવા, મળે ન આ સરદાર. ૩૨
પરપોટો પાણી વિષે, ઘડી એક શણગાર;
જતાં વાર લાગે નહીં, મળે ન આ સરદાર. ૩૩
મેહ અને મેમાન પણ, દીવશ બે કે ચાર;
ભવ આખો બેશે નહીં, મળે ન આ સરદાર. ૩૪
પારસ મણિ હાથે ચડયો, ખોયો તે નરનાર;
ભલે હવે સોધે ભમે, મળે ન આ સરદાર. ૩૫
ઇશ્વર કૃત ગતિ એહવી, કૂડો સો સંસાર;
કરો ઉપાય હજાર પણ, મળે ન આ સરદાર. ૩૬
દીપક જોત બુઝી ગઈ, અંધકાર સો ઠાર;

કરિયે હુનર હજાર પણ, મળે ન આ સરદાર. ૩૭
ઘર ઘર ગોથાં ખાઇયે, ફરિયે દ્વારો દ્વાર;
આ ભવતો નવ દેખિયે, શાણો આ સરદાર. ૩૮
વા જાતાં તો વારશી, જતાં * તાર શી વાર;
રહ્યા ન મોટા માનવી, રહ્યો ન આ સરદાર. ૩૯
તંગ લગામો ચાડિયા, નવ લખ ઘોડેસ્વાર;
રે'શે તે કેમ રાતડિ, ઢોલો એ સરદાર. ૪૦
જીત્યો જગમાં જશ લઈ, જીત્યો આ સંસાર;
જીત્યો બાજી કોડથી, ભીખદાસ સરદાર. ૪૧

## ईश्वर प्रार्थना.

### दोहरो.

हे जग करता जग पती, भवजळ तारण हार.
*नेणुं मलमां नांखजे, पिता तणा गुण सार. ૪૨

---

* વીજળીની મારફત સંદેશો.

* નેણુંમલ જે દીવાન ભિખદાસનો ચિરંજીવી છે તેને પ્રભુ તેના બાપ જેવો કીર્તિવાન કરો—તથાસ્તુ.